# સેવાનો માર્ગ.

Life is meant not for self-seeking
but for Service.

—*Annie Besant.*

મ. ન. દોશી.



# સેવાનો માર્ગ.

[ The Way of Service ].

મૂળ લેખકઃ—જી. એસ. એરન્ડેલ.
એમ. એ. એલ. એલ. બી.

અનુવાદક તથા પ્રકાશક,
**મણિલાલ નથુભાઈ દોશી.** બી. એ.
રતનપોળ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૭. પ્રત ૧૦૦૦.

કિંમત ૦—૧—૦.

જેનામાં
સેવાની ભાવના
સતેજપણે પ્રકાશી
રહી છે
તે
બંધુ એલ્કીઓનીને
આ પુસ્તક
અર્પણ.

# મૂળ લેખકની ટુંકી પ્રસ્તાવના.

મારા વડિલો પાસેથી તેમજ મારા પોતાના અનુભવ-થી સેવાની કળાને લગતી જે કેટલીક સૂચનાઓ હું શીખ્યો છું, તે આ લઘુ લેખમાં માલૂમ પડશે. આ સૂચનાઓ પ્રમાણે ચાલવાને હું હજુ પ્રયત્ન કરૂં છું. તેમાં કેટલીકવાર ફતેહમંદ નીવડું છું, અને ઘણીવાર તો ફતેહ મળતી પણ નથી. પણ મને લાગે છે કે આ સૂચનાઓ ખરી છે; અને જેઓ મારી માફક કેવી રીતે સેવા કરવી તે શીખતા હોય તેઓને પણ આ સૂચનાઓનો લાભ આપવાની તક મને મળી છે તે માટે હું મને ભાગ્યશાળી માનું છું.

જી. એસ. એરન્ડેલ.

# સેવાનો માર્ગ.

બીજાઓને લાભ થાય અને તમને ગેરલાભ ન થાય તેવી રીતે બીજાની સેવા કરવાની જો તમારી ઇચ્છા હોય તો નીચેનાં ત્રણ સૂત્રો પ્રમાણે તમારે સેવાધર્મ સ્વીકારવો

(૧) સેવાના માર્ગે ચાલવામાં તમને સૌથી ઉચ્ચ આનંદ મળવો જોઇએ.

(૨) તમારા કરતાં વિશેષ બળવાળી કોઇ મહાન્ શક્તિની તમે પ્રણાલિકા છો, અને તે તમારા દ્વારા સેવાની શક્તિ મોકલે છે, એમ માનવું જોઇએ.

(૩) જે દિવ્ય સ્વભાવ તમારો પોતાનો છે, તેવો બીજાઓનો પણ છે, એમ સ્વીકારવું જોઇએ.

તમે બીજા વિષે જે સારૂં કે ખોટું કહી શકો અથવા વિચારી શકો, તેવું તમારા વિષે બીજાઓએ ઘણું કરીને ક્યારનુંએ કહ્યું છે કે વિચાર્યું છે, તે સ્મરણમાં રાખો.

જ્યારે તમને કોઇ પણ રીતે નુકસાન થાય, ત્યારે સ્મરણમાં રાખો કે નુકસાન ભોગવનાર કરતાં નુકસાન કરનાર વધારે દુઃખી થાય છે

તમારા બીજાપરના પ્રેમના બળને લીધે તમારા મનનું કે તેના મનનું સમતોલપણું ન ખોવાય તેની કાળજી રાખજો. તમારી સેવાથી તે નિર્બળ નહિ પણ સબળ બનવો જોઇએ.

બીજાની વિશેષ સેવા કરવાની શક્તિ જોઈ તેની ઇર્ષ્યા કરતા ના. જેમને તમારી નિર્બળ શક્તિ પહોંચી વળવાને અસમર્થ છે, તેમને મદદ કરી શકે તેવી વિશેષ શક્તિ દુનિયામાં છે, એ જોઇ પ્રસન્ન બનો.

જ્યારે તમે બીજાને કાંઇ આપો, ત્યારે તે લેનાર તે વસ્તુ પોતાને માટેજ રાખે એવી આશા રાખતા ના. તેને આનંદ આપનારી બક્ષીસથી બીજા પણ ખુશી થાય છે, એ જોઇ તમે પણ આનંદ માનો.

જ્યારે તમે બીજાને મદદ કરવાની તૈયારીમાં હો ત્યારે જે આદર્શમાંથી તમે સેવા કરવાની શક્તિ મેળવી છે, તે આદર્શરૂપ થવાને તેટલો વખત તો પ્રયત્ન કરો. આથી તમારો આદર્શ તમે પ્રાપ્ત કરી શકશો અને તેજ વખતે વધારે ચોકસાઇથી તમે મદદ કરી શકશો.

તમે કરેલી સેવાના ફળની સ્પૃહા રાખતા ના. તેમજ જેને તમે મદદ કરો છો, તેની તરફથી આભારના શબ્દો ન દર્શાવવામાં આવે તો દુઃખી થતા ના; કારણકે, તમે શરીરની

નહિ પણ આત્માની સેવા કરો છો, અને જો કે તે મૌન ધારણ કરે છતાં તેના આત્મામાં આભારની લાગણી તમે જોઇ શકશો.

જેમનાપર તમે પ્રીતિ રાખો છો, તેમની પાસેથી પ્રતિ–પ્રેમની સ્પૃહા રાખતા ના. જો તમારો તેમના પ્રત્યેનો પ્રેમ ખરો હશે તો વહેલો કે મોડો તે તેમના હૃદયમાં પ્રવેશ કરશે અને તેનો પ્રત્યુત્તર મળશે. પણ જો તમારો પ્રેમ ક્ષણિક હશે તો તમારો પ્રેમ ગયો છે, એવું કોઇક દિવસ જાણવાનો દુઃખદ પ્રસંગ તેમને ન આવે તો વધારે સારૂં.

જેણે પોતાના ઉપર કાબુ મેળવ્યો નથી, તે કદાપિ ખરી રીતે બીજાની સેવા કરી શકે નહિ એ સ્મરણમાં રાખજો.

ખરી સેવા એ કહેવાય કે જેથી બીજાનો બોજો પુરે-પુરો જતો રહેતો નથી પણ હલકો થાય છે.

મનુષ્યો પોતાની ભાવનાઓનાં પ્રતિબિંબો છે, એમ માનવાથી તે મનુષ્યોની તમે ઉત્તમોત્તમ સેવા કરી શકશો.

દરેક મનુષ્યમાં જે ઉચ્ચ બીજ હોય તે દ્વારા તેની સૌથી ઉત્તમ સેવા કરી શકાય. જગતમાં જેટલા મનુષ્યો મદદને પાત્ર છે તેટલા સેવાના માર્ગો છે.

દિવસની દરેક પળ એ સેવા કરવાનો સમય છે. કારણ જો કે દયાળુ કામ કરવાને દરરોજ પ્રસંગ ન પણ મળે, છતાં

દયાળુ વૃત્તિ રાખવાને તો દરરોજ પ્રસંગો મળવાનાજ.

મનુષ્ય જેટલા પ્રમાણમાં પોતાના સંબંધમાં ઓછો વિચાર કરે છે, તેટલા પ્રમાણમાં તે પોતાના વિકાસ તરફ ખરૂં ધ્યાન આપે છે.

સેવાના દરેક નાના કામથી તે સેવા કરનારમાં સેવા કરવાની શક્તિ વધતી જાય છે.

જો કોઇ મનુષ્ય તમે જે રીતે તેની સેવા કરવા ઇચ્છો છો, તે રીત નાપસંદ કરે તો તેની સેવા કરવાની બીજી રીત શોધી કાઢો. તમારી ઇચ્છા અમુક જ રીતે તેણે મદદ સ્વીકારવી એમ તેને ફરજ પાડવાની નહિ પણ તેની સેવા કરવાની હોવી જોઇએ.

જો કોઇ પણ મનુષ્ય તંગીમાં હોય, પછી તમે તેને ઓળખતા હો કે ન હો, છતાં તેને મદદ કરવાને શરમાતા ના. તેની તંગીથી તે તમારો ભાઇ બને છે.

પણ તમારૂં શરમાળપણું એ એક જાતની મગરૂબી છે કે જેને લીધે તેના દુઃખના પ્રસંગમાં તેને યોગ્ય મદદગાર મળી શકતો નથી.

તમે મનમાં કદાપિ એમ ધારતા નહિ કે " આજે બીજાને મેં બહુ મદદ આપી છે." તમે વધારે શું ન આપી શકયા તેનો વિચાર કરો. અને જગતનાં સઘળાં દુઃખ અને સંકટને

ઓછાં કરવામાં તમે કેટલું થોડું કર્યું છે તેનો વિચાર કરો.

જેઓ મોટા નાયકોના ઉત્તમ અનુયાયીઓ છે, તેઓજ તેમના કરતાં ઓછું જાણનારાના ઉત્તમ નાયકો થઇ શકે છે, કારણ કે જે મનુષ્ય આજ્ઞા માનવાને શીખ્યો નથી, તે ડહા પણ બરેલી રીતે આજ્ઞા પળાવી શકે નહિ.

બીજા પાસે સારી સલાહ મનાવવાનો ઉત્તમ માર્ગ એ છે કે આપણે જાતે તે પ્રમાણે વર્તવું જોઇએ.

તમારા શુદ્ધ આશયનો બીજાઓ પાસે જેવી રીતે ખ્યાલ બંધાવવા માંગતા હો તેવી રીતે બીજાઓના શુદ્ધ આશય સારૂ તેમને માન આપો.

અપમાન લાગી શકે એવી સ્થિતિમાં જ્યાંસુધી પોતાની જાતને કોઇ મૂકે નહિ ત્યાંસુધી તેનું અપમાન થઇ શકે નહિ. કારણ કે અપમાન એ હલકા સ્વભાવમાંથી ઉદ્દભવે છે અને તે ઉચ્ચ સ્વભાવને અસર કરી શકે નહિ.

બીજાઓ દેખીતી રીતે સેવા કરતા નથી, અને તમે સેવા કરવાનું શીખો છો. તેથી તમે બીજાઓ કરતાં વધારે સારા છો, એવો વિચાર જ્યારે તમે કરો છો, તેજ પળે તમે સેવા કરતા બંધ પડો છો.

તમે અનુપમ દૃષ્ટાંતરૂપ છો એમ સીધી કે આડકતરી

રીતે બીજાની સંમુખ તમારી જાતને ધરવામાં ખરી સેવા રહેલી નથી, પણ તમારા જીવનનો બીજાને લાભ આપવામાં તે રહેલી છે.

પ્રથમ બોલવું અને પછી કરવું, તેના કરતાં પ્રથમ કરવું અને પછી બોલવું એ વધારે સારૂં છે. પણ કામ કરવું અને મૌન ધારણ કરવું એ સાધારણ રીતે શ્રેષ્ઠ માર્ગ છે.

મનુષ્યે લખેલી ચોપડીઓ પરથી, કે મેળવેલી કીર્તિ પરથી કે તેનાં જાહેર કાર્યો કે ભાષણો પરથી તે મનુષ્યની સેવા કરવાની શક્તિનો ખ્યાલ આવી શકે નહિ, પણ તેનું સામાન્ય ગૃહ જીવન તે કેવી રીતે ગાળે છે, તે પરથી તેની સેવા કરવાની શક્તિનો બરાબર ખ્યાલ આવી શકે. મોટાં જાહેર કામોથી મનુષ્ય મહાન બનતો નથી, પણ જે કોઇના જોવામાં પણ આવતાં નથી તેવાં નિઃસ્વાર્થનાં દરરોજના જીવનનાં નાનાં કામોથી તે મહાન બની શકે છે. જેને પુરેપુરી સેવા કરવી છે, તેણે સેવાનો અધિકાર મેળવવા માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તત્પર રહેવું જોઇએ.

કોઇ મનુષ્ય અનેક રીતે તમારી પાસેથી સેવાની ઇચ્છા કરે. પણ જે તે માગે છે તે નહિ, પણ જેની તેને જરૂર છે, તે આપવાથી તમે તેની ઉત્તમ સેવા કરી શકો છો.

તમારી સેવાનું રૂપ કદાચ તેને પસંદ ન પણ પડે, છતાં તમારે સેવા એવા રૂપમાં કરવી કે જેથી તે ગ્રાહ્ય બને.

જે મદદ ઉપર એકનો હક છે, તે મદદ બીજાને આપવી તે ખરી સેવા કહેવાય નહિ. ઘણા મનુષ્યો સીધો રસ્તો મૂકી બીજી અનેક રીતે સેવા કરવા ઇચ્છે છે; જેમની તેઓ સેવા કરવા માગે છે, તેમને ખાતર જેમની સેવા કરવી જોઇએ તેવા મનુષ્યોને ભૂલી જાય છે.

ધન્ય છે તે દિવસને કે જેમાં વધારે શુભ કાર્યો કરવામાં આવે છે.

જગતમાં એવો એક પણ મનુષ્ય નથી કે જેને કાંઇ પણ બાબતની જરૂર ન હોય, તેમજ જગતમાં એવો એક પણ મનુષ્ય નથી કે જે કાંઇ પણ આપી ન શકે.

જ્યારે તમે બીજાની સેવા કરવા પ્રયત્ન કરતા હો, ત્યારે તેની નિર્બળતાને લીધે અધીરા બનશો નહિ. તેની નિર્બળતાને લીધેજ તમને સેવા કરવાનો અધિકાર મળે છે. કારણકે જો તેનામાં નિર્બળતા ન હોત તો તમારી સેવાની તેને જરૂર પડત નહિ.

એવું એક પણ દુઃખ નથી કે જેમાં ભવિષ્યના સુખનું બીજ ગર્ભિત ન હોય. તેમજ એવી એક પણ નિર્બળતા નથી

કે જે એક દિવસ ઉમદા સદ્‌ગુણરૂપે પરિણામ ન પામી શકે.

જ્યારે તમે કોઇને મદદ કરતા હો ત્યારે સ્મરણમાં રાખજો કે તેની નિર્બળતા (દોષ) માં રહેલી શક્તિ તમારી સાહાય્યથી ભવિષ્યમાં પ્રકટ થનારા સદ્‌ગુણની શક્તિરૂપે બને. તમે તે શકિતને ફેરવી શકો નહિ, પણ તેનું રૂપ તથા દિશાને તમે ફેરવી શકો.

તમારાં સાધનો વધારે સારાં હોત તો તમે વધારે સારી મદદ કરી શકત એવો કેવળ વિચાર કર્યા કરતાં તમારા હાલનાં સાધનોમાંથી ખરેખર આપેલી થોડી પણ મદદ વધારે કીંમતી છે.

બીજામાં જે સદ્‌ગુણની ખામી હોય, તે સદ્‌ગુણ તમારા ચારિત્રમાં બતાવીને તમે બીજાને બહુ સારી મદદ કરી શકો.

તમે દિનપ્રતિદિન વધારે શાંત, વધારે સંતોષી, વધારે સુખી અને વધારે મતાંતરસહિષ્ણુ થાઓ છો કે કેમ, એ તમે બીજાઓની દરરોજ કરેલી સેવાની કીંમતની કસોટી છે.

જગત તમારી પાસેથી બીજાઓના જેટલી સેવાની આશા રાખતું નથી, પણ તમારૂં જેટલું સામર્થ્ય હોય તે સામર્થ્યના પ્રમાણમાં સેવાની આશા રાખે છે. જ્યારે તમે તમારાથી બનતું કરો છો ત્યારે તમારે કરવા યોગ્ય સઘળું કરો છો.

કોઇ મનુષ્ય તમે કરવા ધારેલી સેવા એકવાર ન સ્વીકારે, તે ઉપરથી તેને વધારે મદદ નહિ આપવી એવું બ્હાનું કાઢતા નહિ. કારણકે જે માણસ મદદ કરવાની ના પાડે છે તેને આખરે મદદની વધારે જરૂર પડે છે.

કોઇએ ઉદારતાથી કરવા ધારેલી તમારી સેવાનો તિરસ્કાર કરતા ના. કારણકે સેવા કરવામાં જેટલી સેવા છે, તેટલી જ સેવા તે સ્વીકારવામાં પણ રહેલી છે.

તમારાથી બને તેટલી ડહાપણ ભરેલી રીતે અને પૂર્ણ મનથી એકવાર સેવા કર્યા પછી તેના પરિણામની ચિંતા કરતા ના. કારણકે સેવાની પવિત્રતા સેવક તરફ આશીર્વાદ રૂપે આવે છે. તેમજ જેની સેવા કરવામાં આવી છે, તેને પણ આશીર્વાદરૂપ થાય છે.

સેવાનો ઉત્તમ બદલો એ છે કે તેથી પ્રેમ અને સેવા કરવાની શક્તિ વધતી જાય છે.

જે મનુષ્ય ખરેખરો સુખી નથી, તે ખરી રીતે સેવા કરી શકતો નથી.

પ્રેમથી કરેલી સેવા કદાચ ભૂલ ભરેલી નીવડે તોપણ જેને તમે મદદ કરવાને ઇચ્છયું હતું, તેને તે છેવટે નુકસાનકારક થશે નહિ. પ્રેમનું બળ અજ્ઞાનથી થતા નુકસાનથી તેને બચાવશે.

જે નિર્બળતા માટે ક્ષમા માગવામાં આવી હોય તે નિર્બળતા ભવિષ્યમાં ન થાય તેવી રીતે મદદ કરવાને પ્રેમાળ અને લાગણી ભર્યો પ્રયત્ન કરવામાં ખરી ક્ષમા સમાયેલી છે.

કેટલીકવાર–ઘણીવાર નહિ–બીજાઓના આશય સંબંધી તુલના બાંધવાનું આપણું કર્તવ્ય હોય; પણ તેમને મદદ કરવી એ આપણું હમેશનું કર્તવ્ય હોવું જોઇએ.

તમારી આધ્યાત્મિક પ્રગતિની કસોટી કાઢવાની તમારી ઇચ્છા હોય તો સેવા કરવાની તકો પ્રથમના કરતાં તમે ઓછી ગુમાવો છો કે નહિ તેનો વિચાર કરો.

જ્યારે તમે બીજા કોઇની સેવા કરવાની રીત પર ટીકા કરો છો, ત્યારે તમે કદાચ ભૂલી જાઓ છો કે જેમને તમારી સેવા કરવાની રીત અસર ન કરી શકે તેમને તે મદદ કરતો હોય છે.

તમારામાં સેવા કરવાની પ્રેરણા જે મૂળમાંથી આવી તે મૂળ પ્રકટ કરતાં જરાપણ ડરશો નહિ. કારણકે તમારા સુખના મૂળનું જ્ઞાન તે જગતને આપવા લાયક સુંદરમાં સુંદર ભેટ છે.

તમે બીજાની પ્રેમપૂર્વક કરેલી સેવા એ એક રક્ષક દેવ છે, જે તે સામા મનુષ્યની પાસે રહે છે અને તેને

પ્રોત્સાહન આપે છે. તમારી સેવામાં જેમ પ્રેમ વિશેષ, તેમ તે રક્ષક દેવનું લાંબુ આયુષ્ય હોય છે, અને તે પ્રમાણમાં તે વધારે પ્રોત્સાહન આપે છે અને રક્ષણ કરે છે.

જેઓનાં કામો ચક્ષુથી જોઇ શકાય છે, તેઓજ માત્ર સેવા કરે છે, તેવી કલ્પના કરતા ના. કેટલાંક સેવાનાં મોટામાં મોટાં કામો એવાં હોય છે કે જે કોઈ પણ જોઇ શકતું નથી.

સેવાનું કામ આવતી કાલ પર મુલત્વી રાખવામાં તમે સેવા કરવાની તક ગુમાવો છો; કારણકે આવતી કાલે તે અમુક પ્રકારની સેવાની જરૂર ન પણ પડે, અને આજે તમે તે કામ ન કર્યું.

તમને જે મનુષ્ય મળવાને આવે તે દરેક મનુષ્ય ઉપર બરાબર ધ્યાન નહિ આપવામાં તમે સેવાનો અમૂલ્ય પ્રસંગ ખુઓ છો. તેને જે કહેવાનું હોય તે રસપૂર્વક સાંભળવામાં સેવાનું અર્ધું કામ તો પુરૂં થાય છે.

જ્યારે તમે દુઃખ ભોગવતા હો ત્યારે સ્મરણમાં રાખજો કે તમે બીજાઓના દુઃખ સાથે દિલસોજી રાખવાની વિશેષ શક્તિ આ રીતે—ઘણીવાર મુશ્કેલીથી—મેળવતા જાઓ છો. કારણકે અમુક પ્રકારના દુઃખના પ્રસંગમાં થઇને પસાર થવા-

થી, તમે ભોગવેલા દુઃખના પ્રમાણુમાં બીજાઓને થતા તેવાજ દુઃખને સારી રીતે સમજી શકો છો.

એકતાની બે અપેક્ષાઓ છે, અને તે સેવા કરવાની ઇચ્છાવાળાઓએ સમજવી જોઇએ. એક દુખની અપેક્ષા અને અને બીજી સુખની અપેક્ષા. દુઃખ મનુષ્યને સામાન્ય જીવન કલહ સંબંધી જ્ઞાન આપે છે કે જેમાં સઘળાએ પોતાનો ભાગ આપવો જોઇએ અને સુખ સામાન્ય સાધ્યબિન્દુનું જ્ઞાન આપે છે કે જે પહોંચવાને સઘળા બંધાયેલા છીએ.

તમે કરેલાં સેવાનાં કામો સંબંધમાં દુનિયાએ આપેલો ન્યાય એ તમારા અંતઃકરણુના ન્યાય કરતાં લાખમા ભાગનો પણુ નથી.

ઘણુા પુરૂષો અમુક સ્થળે સેવા કરવાને ખુશી અને સમર્થ હોય છે. પણુ દરેક સ્થળે સેવા કરવાને ખુશી અને સમર્થ કેટલા છે?

ઉજ્જડ જગ્યાઓમાં પણુ સુંદર પુષ્પો ખીલી નીકળે છે, તેમજ ઘણુા જરૂરના સ્થળમાં આપેલી મદદ એજ સૌથી સુંદર સેવા છે.

જેવી રીતે નાનો દીપક પણુ આસપાસના અંધકારમાં તેજસ્વી રીતે પ્રકાશે છે, તેમ આસપાસનાં સ્વાર્થી વાતાવર-

ણમાં નાનું સરખું પણ સેવાનું કામ નિર્મળ રીતે ઝળકી ઉઠે છે.

તમારી પરિસ્થિતિ જેમ વધારે બેડોળ હોય, તેમ તેને સુંદર બનાવવાને સારાં કામની વધારે જરૂર છે.

હાલ તમે જ્યાં છો, ત્યાં જો સેવાના પ્રસંગો તમને ન જડી શકે તો તમે જે જગ્યામાં જવા ઇચ્છો છો, ત્યાં પણ તે પ્રસંગો તમને જડી શકશે નહિ.

જે મનુષ્ય અનેક પ્રકારની સેવા બીજાપાસેથી ગ્રહણ કરે છે, પણ બદલામાં કાંઇપણ સેવાનું કામ કરતો જણાતો નથી તે ઘણોજ એકલપેટો અને દુઃખી છે. સ્થૂલ ભુવનમાં સેવા કાર્યનું રૂપ લે છે, વાસના ભુવનમાં તે દિલસોજીનું રૂપ લે છે અને માનસિક ભુવનમાં તે સમજનું સ્વરૂપ ધારણ કરે છે.

દિવસનું રળીઆમણાપણું સૂર્યના પ્રકાશ પર જેટલો આધાર રાખે છે તેટલોજ સેવાના કાર્યરૂપી પ્રકાશ પર પણ રાખે છે.

દિવસને માટે સુખનો ભંડાર ખોલવાની સારી કુંચી એ છે કે પ્રાતઃકાળમાં પ્રેમથી અને ઉત્સાહથી સેવાનું એક નાનું સરખું કામ પણ કરવું. સેવા દયા જેવી છે અને તે બન્નેને આશીર્વાદ આપે છે. લેનાર તેમજ દેનાર બન્નેને આશીર્વાદ આપે છે.

બાહ્ય જગતમાં આત્માની સેવા કરવાથી અંદર રહેલા આત્માનું જ્ઞાન પ્રાપ્ત થાય છે

જે સેવાનાં કામો આપણે સ્વાભાવિક રીતે કરીએ છીએ તે સેવાનાં ઉત્તમોત્તમ કામો છે.

તમારી પરિસ્થિતિને અનુકૂળ તમારા કર્તવ્યના પ્રમાણમાં સેવા અમુક સદ્‌ગુણરૂપે પ્રકટ થાય છે. દાખલા તરીકે તમારા કરતાં વિશેષ જ્ઞાની તરફ પ્રેમ પૂજ્યભાવરૂપે પ્રકટ થાય છે, અને ઓછા જ્ઞાનવાળા તરફ તેજ પ્રેમ રક્ષણનું રૂપ લે છે.

કેટલાક મનુષ્યોની સેવા તેમની આસપાસના મનુષ્યોની સ્તુતિ અને પ્રશંસાપર આધાર રાખે છે, ત્યારે બીજા કેટલાક મનુષ્યોની સેવા તેમની આસપાસના મનુષ્યોની જરૂરપર આધાર રાખે છે.

કેટલાક સુખના સમયના મિત્રો હોય છે, તેમ કેટલાક સુખના સમયમાં સેવા કરનારા હોય છે. તમારામાં સેવા કરવાની ભાવના કેટલી સ્વાર્થરહિત છે, તે જોવાને તમારૂં અંતઃકરણ તપાસો.

જેને ઘણા મિત્રો છે, તેના કરતાં જેને એક પણ મિત્ર નથી, તેવા મનુષ્યને આપણી મૈત્રીની વધારે જરૂર છે, એવો

ખ્યાલ આવવો ઘણીવાર મુશ્કેલ થઇ પડે છે. જો તે મૈત્રી ન બાંધી શકતો હોય તો તેવા સાથે મૈત્રી બાંધવાનું આપણને વિશેષ કારણ છે.

બીજાઓએ અમારી સાથે સારી રીતે વર્તવું જોઇએ, એવું વિચારનારા ઘણું કરીને એવા મનુષ્યો હોય છે કે જેઓ બીજાઓ તરફ જોઇએ તેવું સારૂં વર્તન ચલાવતા નથી.

મિત્ર પાસેથી અમુક બાબતની માગણી કરવા છતાં તેમાં ગેરસમજ ન થાય એ શુદ્ધ પ્રેમની સૌથી સારામાં સારી નિશાની છે.

જે સેવાનાં કામો પોતે સમજી શકે, અથવા પસંદ કરી શકે તેવાંજ કામોની માણસો નોંધ લે છે, ત્યારે પ્રભુ સેવાનાં સઘળાં કામો નોંધે છે.

ઘણા લોકોનાં સેવાનાં કામોનું મૂળ રૂઢિ હોય છે, ત્યારે આપણાં સેવાનાં કામો **પ્રેમમાંથી** જન્મવાં જોઇએ.

દુઃખ હોય ત્યાં મદદની જરૂર છે, અને સેવા કરવી હોય ત્યાં પ્રેમની જરૂર છે.

બીજાની ભૂલ સુધારતી વખતે તમે પોતે તે કરી હોય એવી કલ્પના કરો.

તમે બીજાને જે જાતે ન કહી શકો, તે તેના વિષે બોલતા નહિ.

જે જ્ઞાનથી તમારા માનવબંધુઓની સમીપ તમે આવતા જાઓ તે જ જ્ઞાન ફક્ત મેળવવા જેવું છે.

જ્યાં સુધી તમે બીજાઓ કરતાં વધારે પ્રેમ અને સેવા કરી શકો નહિ ત્યાંસુધી તમે બીજાઓ કરતાં વધારે જ્ઞાન ધરાવતા નથી.

જેઓ ખરી રીતે જાણે છે, તેઓ પોતાના જ્ઞાનનો અભિમાન કરી શકે નહિ; કારણ કે પોતે કેટલા અજ્ઞાન છે, તે તેઓ જાણે છે.

જો બીજાઓના ઉપરીની જગ્યા તમે ભોગવતા હો તો સ્મરણમાં રાખજો, કે તમારા અધિકારથી તમે તેમની ખુશામત મેળવી શકશો, પણ તમારા સદ્‌ગુણોથી જ તમે તેમનો પ્રેમ જીતી શકશો.

જ્યારે તમે અજાણ્યા મનુષ્યોની વચમાં જાઓ, ત્યારે તમારા પોતાના મહત્ત્વ વિષેના તમારા ખ્યાલથી તેમના મન પર છાપ પાડવાનું ઇચ્છવાને બદલે તેમની શુભેચ્છા કેમ મેળવવી તેનો વિચાર કરો.

પ્રભુના વિશ્વની સેવા કરવામાં પ્રભુભક્તિ રહેલી છે.

જો તમારા દોષ કબુલ કરવાની તમારામાં હિમ્મત હશે તો લોકો તમારા સદ્‌ગુણો પણ ખુશીથી સ્વીકારશે.

જો તમારી પ્રતિષ્ઠાનું તમને અભિમાન થતું હોય તો તે તમારા અધિકારને લીધે કેટલી છે, અને તમારા ચારિત્રને લીધે કેટલી છે, તેની તપાસ કરો. સત્તાવાળી પદવી ધરાવનાર દરેક મનુષ્યને અમુક જાતની પ્રતિષ્ઠા હોય છે.

કર્તવ્યના ભોગે બીજાઓ ઉપર મહેરબાની બતાવતાં સાવધ રહેજો.

પ્રભુ ! પ્રભુ ! એમ પોકારવામાં નહિ પણ સેવા કરવામાં ખરી ભક્તિ રહેલી છે.

અમુક કામ તમને બરાબર અનુકૂળ આવતું નથી માટે બબડવાને બદલે, તે કામને અનુકૂળ થઇ વર્તવામાં વધારે હિત રહેલું છે.

ખરા ધ્યાનનું પરિણામ એ આવે છે કે તમારામાં સેવા કરવાની શક્તિ વધે છે, અને તમારા અંગત વિકાસની બાબતમાં તમે ઓછું ધ્યાન આપતા જાઓ છો.

જે રીતે તેમની સેવાની કદર બુજવામાં આવે છે, તેથી

જેઓ અસંતુષ્ટ રહે છે, તેઓ ખરી સેવા શું છે તે હજુ બરાબર સમજ્યા નથી.

તમારાં સેવાનાં કામો તમારાં વચનો કરતાં પણ અધિક નીવડે તેવી કાળજી રાખો.

જે કામ કરવાથી તમે તમારૂં કર્તવ્ય બજાવી શકો નહિ, તે ખરૂં સેવાનું કામ કહી શકાય નહિ.

દુઃખના સમયમાં અજ્ઞાન પ્રવૃત્તિ કરતાં મૌનભરેલી દિલસોજી ઘણીવાર વધારે કીંમતી નીવડે છે.

જે લોકોને એમ લાગે છે કે તેમને વાસ્તે સેવાનાં કામો નથી, તેઓ ઘણીવાર પશુઓ અને વનસ્પતિની હયાતી ભૂલી જાય છે.

જે લોકોને સેવાનાં કામો કરવાને સમય મળતો નથી, તેવા લોકો બીજાઓ પાસેથી સેવા ગ્રહણ કરવાને પુષ્કળ વખત ફાજલ પાડવાને પ્રયત્ન કરતા માલૂમ પડે છે.

સામા મનુષ્યને સાંભળ્યા સિવાય તેના સંબંધમાં મત નહિ બાંધવો એ સેવાનું સૌથી શ્રેષ્ઠ કામ છે.

આપણા મંદવાડથી આપણે સમજી શકીએ છીએ કે શરીરની પ્રવૃત્તિથી જેટલાં સેવાનાં કામો થાય છે, તેટલાંજ મનની વૃત્તિથી પણ થઇ શકે છે.

# सेवाधर्मनी भावना.

## મન્દાક્રાન્તા છંદ.

ચાલો મિત્રો ! પરહિતતણું કામ આજે કરીશું,
દુઃખી જે જે નજર પડતાં, દુઃખ તેનાં હરીશું;
શાન્તિ દેવા જિગરબળથી સ્વાર્થનો ભોગ આપી,
રૂઝાવીશું હૃદય વ્રણને દુઃખના હેતુ ટાળી. ૧
આંસુડાં જે નયન ઝરતાં લુછીશું નિજ હસ્તે,
સિંચીશું ત્યાં પ્રણય બળની વારિ ધારાજ પ્રીતે;
શોકે ડુબ્યું વદન નિરખી શાન્તિ તેને દઇશું,
નિમિત્તે જે ઉદ્ભવ થયો નાશ તેનો કરીશું. ૨
અજ્ઞાનીના તિમિર પટનો ભંગ કરવા નિમિત્તે,
વિદ્યાનાં જે પ્રબળ કિરણો ફેંકીશું શુદ્ધ ચિત્તે;
દેખી જીવો બળહીન જગે ધરીશું વીર્ય ખંતે,
જેથી તેઓ ધીરજ ધરીને ચાલશે યોગ્ય પંથે. ૩
લોકોમાંહે નિરખી અશુચ દ્વેષ તો ના ધરીશું,
દષ્ટાંતેથી શિખવી શુચિતા મેલ જલ્દી હરીશું:
જ્યાં જ્યાં જેવી જરૂર પડતી સેવનાની અમારી,
ત્યાં ત્યાં તેવી અમ હૃદયતો આપશે સેવ ભારી. ૪

'સેવા,' 'સેવા,' અવનીતલમાં ધર્મ બીજો ન જાણું,
સેવા ! સેવા ! રટણ કરીને કાર્યમાં તેજ આણું;
સેવાનો તો વિકટ પથ છે તોય તેને ગ્રહીશું,
પ્રાણિસેવા કરી સુગુરુના માર્ગમાં વિચરીશું.

**મણિલાલ ન. દોશી.**

---

## ઉત્તમ પુસ્તકો.

---

| | | | |
|---|---|---|---|
| શ્રી ગુરૂચરણે | ૦—૩—૦ | પ્રભુમય જીવન | ૦—૮—૦ |
| મારી પ્રતિજ્ઞા | ૦—૪—૦ | સુબોધ ચંદ્ર | ૦—૮—૦ |
| સેવા ભાવે શિક્ષણ | ૦—૫—૦ | જગદ્ગુરૂનું આગમન | ૦—૧—૦ |
| આદર્શ પુરૂષ | ૦—૩—૦ | પૂર્વના તારાનું મંડળ | ૦—૧—૦ |
| શ્રી બુદ્ધચરિત્ર | ૦—૮—૦ | બુદ્ધોપદેશ | ૦—૬—૦ |
| ગુરૂ દર્શન | ૦—૬—૦ | યોગમાર્ગનો ભોમીઓ | ૦—૧—૦ |
| | | પ્રભુનેનામે(છપાયછે.) | ૦—૪—૦ |

મળવાનું ઠેકાણું—**મણિલાલ નથુભાઈ દોસી. બી. એ.**

રતનપોળ—**અમદાવાદ.**

# પૂર્વના તારાનું મંડળ.

૧ અમે માનીએ છીએ કે **મહાન્ ગુરૂ** જગતમાં થોડા સમ પ્રગટ થશે અને હાલ અમે એવી રીતે જીવન ગાળવા માં છીએ કે જ્યારે તે પધારે ત્યારે અમે **તેમને** ઓળખ યોગ્ય થઇએ.

૨ અમે આટલા માટે નિરંતર **તેમને** અમારા સ્મરણમાં રાખ અને અમારા દરરોજના જીવન વ્યવહારમાં જે જે કામ વાનાં આવી પડશે; તે તે અમે **તેમના** નામથી કરીશું તે કારણસર અમારી પૂરતી શક્તિથી કરીશું.

૩ જ્યાં સુધી અમારી સામાન્ય ફરજો આડે નહિ આવે સુધી જેથી **તેમના** આવવાની તૈયારીને મદદ થાય તેવું કાંઇ ચોક્કસ કામ અમે દરરોજ દિવસના અમુક ભાગમાં કરીશું.

૪ **ભક્તિ, દ્રઢતા** અને **નમ્રતા;** આ ત્રણ સદ્ગુણોને અમે અમારા જીવન વ્યવહારનાં મુખ્ય લક્ષણો બનાવીશું.

૫ અમે જે સઘળું કામ **તેમના** ખાતર અને **તેમના** નામથી કરવાને પ્રયત્ન કરતા હોઇએ, તે કામમાં અમે તેમનો આશીર્વાદ મળવાને પ્રાત:કાળનો અને રાત્રિનો અમુક ભાગ જૂદો કાઢીશું.

૬ ગમે તે પુરૂષમાં મહત્વતા—મહાન્પણું જણાય તેને ઓળખી તેને માન આપવું, તેને અમારૂં ખાસ કર્તવ્ય ગણીશું અને જે અમને આધ્યાત્મિક બાબતોમાં અમારા કરતાં શ્રેષ્ઠ લાગે તેમની સાથે અમારાથી બનતી શક્તિથી કામ કરવાને અમે પ્રયત્ન કરીશું.